# બાલરાજ અને સતિ લીલા ગવરીના નાટકના ગાયનો.

રચનાર

**મગનલાલ ઘેલાભાઈ પારેખ.**

[આવૃતી પહેલી. પ્રત ૧૦૦૦].



---

કાલિઆવાડી " સત્યધર્મપ્રકાશ " પ્રેસમાં
**મેનેજર ડાહ્યાભાઈ લલ્લુભાઈએ**
**છાપ્યાં છે.**

---

સંવત ૧૯૪૭ ઈ૦ સ૦ ૧૮૯૦

કીંમત ૦-૨-૦

# પાત્ર વર્ગ.

**રત્નસિંહ** કંચનપુરીના રાજા અને લાલરાજના પીતા.
**પ્રધાનજી** તેનો પ્રધાન.
**રત્નાગવરી** રત્નસિંહની રાણી અને લાલરાજની માં.
**લાલરાજ** રત્નસિંહનો પુત્ર. લીલાગવરીનો સ્વામી.
**લીલાગવરી**× લાલરાજની સ્ત્રી. ચંદનસેનની છોકરી.
**ચંદનસેન** -ચંદન નગરીનો રાજા, અને લીલાગવરીનો પીતા.
**કુટસીંહ**- અધમપુરનો રાજા.
**કુટવંત, સર્પવંત** જગલ.
**બાળસિંહ** ૨-લાલરાજનો પુત્ર.
**મંગળસિંહ**-૦ દાનપુરીનો રાજા, બાળસિંહનું પોષણ કરનાર
**નિર્બળસિંહ**× નિરાજપુરનો રાજા, લીલાગવરીને બળાત્કારે લઇ જનાર.
**મણીધર શેઠ**—મગટપુરનો લુચ્ચો ઝવેરી.
**કામકુંવર**--લીલાગવરી. ( આનંદપુરમાં પુરૂષના પોશાકમાં )

---o---

# લાલરાજ અને સતિ લીલાગવરી
ના
# નાટકનાં ગાયનો.

## मंगळाचरण.

### સર્વ પાત્રો ઇસ્વર સ્તુતી કરેછે.

### ધનાશ્રીની ગજલ.

જય જય વિઠ્ઠલનાથ, પ્રભુજી જય જય વિઠ્ઠલનાથ. ટેક.
સર્વે મનુષ્યની રક્ષા કર તું, ભજે તને સર્વે જાત. પ્રભુજી.
અકળ કળા પ્રભુ અદભુત તારી, જગત તણા છો તાત પ્રભુજી.
મન તણી તું ઇચ્છા પુરજે, હમેંશા રહો સાથ. પ્રભુજી.
રંક; તવંગર, શર્ણું તમારે, સ્હાય થજો સાક્ષાત. પ્રભુજી.
અલ્પગતી, મતી અલ્પ હમારી, બીડી મોટી બાથ. પ્રભુજી.
દુખ હમારાં સર્વે હરજે, હોય કદી હમ માથ. પ્રભુજી.
સ્તુતી કરીએ શીશ નમાવી, જોડી બન્ને હાથ. પ્રભુજી.

---

# अंक पहेलो.

## પ્રવેશ પહેલો.

(કંચનપુરીમાં રાજા રત્નસીંહની કચેરી: પુત્ર ન હોવાના શોક કરેછે.)

રત્નસીંહ—( ઘરસે યાં કોન ખુદા કે લીએ લાયા મુજકો ) એ રાગ

ધીક અવતાર મારો, ધીક સૌ ધન માલ અરે;
પુત્ર વીના આ જીંદગી, સરૂ એ હાલ ખરે;
વાંઝીઓ કહે છે મુને, શું મુખ હું લઇને ફરૂં;
બેહેતર છે કે એથી, ઝેર ખાઇને હું મરૂં.

પ્રધાનજી— ( રાગ ઉપરનો. )

સુણો મહારાજ તાજ, સ્હાય પ્રભુજી કરે;
જે જે નીર્માણ કર્યું ઇશ્વરે, કદી ના ફરે;
સાચું એક નામ તેનું, ભજવો સદા તેહને;
સુખ સર્વે મુકી, નહી, આપો દુખ દેહને.

( કચેરી બરખાસ્ત કરી રંગમહાલમાં જાય છે. )

## પ્રવેશ બીજો.

( પુત્ર ન હોવાથી રાણી શોક કરે છે.

રત્નાગવરી— રાગ પીલુ.

( કહું શું નસીબે દુખીઓ કાયો છે, એ રાગ )

જન્મ આપ્યો પ્રભુ મુજને શું કરવા, પુત્ર નથી એકે શીરજ ધરવા. ટેક.

જીભ ઉપડતી નથી હવે મારા, વિસ્તાર કહીને દુખ વરણવા.–જન્મ
લાડ લડાવત પુરણ પ્રીતે, ગાડી ઘોડે બેશા હમેશ ફરવા.—જન્મ
ભજી હું તુજને થાઉં આભારી, કારણ દુખનું આપે જો હરવા.–જન્મ
( મુર્છા ખાઇ નીચે પડે છે. રાજા પાણી છાંટી સાવધ કરે છે. )

રત્નસીંહ— ( રાગ ઇંદ્રસભાનો )

થઇ ગયું શું પ્યારી મારી, ધરશો નહીં કાંઇ લાજ.
રાણી - બેઠીતી હીંચોળા ઉપર, મુર્છા આવી આજ.
રત્નસીંહ— મહેલ મુશોભાત સુંદર પ્યારી, સ્વર્ગ સમાના ધામ,
રાણી— પુત્ર વિના આ જીંદગી સર્વે, ધીક પડી રે તમામ.
રત્નસીંહ— શાંત સુખ સા સઘળું પ્યારી, કરશે દીનાનાથ,
રાણી— પ્રભુ કરૂં હું તુજને વિનતી, આવી ગ્રહોને હાથ.

બન્ને સાથે—

નામ અમર છે તારૂં પ્રભુજી, રંગ ભુમીપર ઇશ;
દુખ પડે છે હમને જોજે, હરજો શ્રી જુગદીશ.
આ દુનીઆછે સ્વપના રૂપી, સર્વે તમારા બાળ;
દુખ પડે છે હમને જોજે, હરજો દીન દયાળ.
મનની અંદર કલ્પના સો, પુત્ર રૂપી છે આશ;
દુખ પડે છે હમને જોજે, હરજો શ્રી અવીનાશ.
પુત્ર દેજે સુલક્ષણો એક, પ્રભુ કૃપા તું કરી;
દુખ પડે છે હમને જોજે, હરજો કૃષ્ણ હરી.
અકળ ગતિ છે તારી પ્રભુજી, જગત તણા છો તાત;
દુખ પડે છે હમને જોજે, હરજો પ્રભુ સાક્ષાત.
બાગ બગિચા સુના પડ્યા સો, શોક ઘણો છે તંન;
દુખ પડે છે હમને જોજે, હરજો જગજીવન.

રંગ સુખ સૌ ભોગવીએ પણ નહીં પડે કંઇ ગમ;
દુખ પડે છે હમને જે જે હરજો પુરશોતમ.
આશ્રય આપો સદા ભકતોને, હમેંશા રહો સાથ;
દુખ પડે છે હમને જે જે, હરજો વીઠ્ઠલ નાથ,
ઉમેદ સર્વે સફળ કરજો, ધારી હોયે મંન;
દુખ પડે છે હમને જે જે હરજો ત્રીભુવંન.
રેહમ નજર હમેશા કરજો, અરજ ધરીને ધ્યાન;
દુખ પડે છે હમને જે જે, હરજો શ્રી ભગવાન.

(આ પ્રમાણે રાણીને દીલાશો દઈ રાજા શીકાર અર્થે જંગલમાં ચાલ્યો જાય છે, જે સીપાઇઓ તેની જોડે ગયા હતા, તેઓ પાછળ પડી ગયા અને પછીથી રાજાની ઘણી શોધ કરી, પણ પત્તો ન લાગવાથી અંતે પાછા ફરી રાણીને ખબર કરવા જાય છે, તેઓને એકલા જોઈ રાણી કહે છે.)

રાણી— રાગ સીતાજીના મહીનાનો.

તમે એકલા ક્યાંથી આવ્યા ઓ સીપાઈ જંન રે,
મુજ પ્રાણપતીનો વિયોગ સુકાય મારૂં તંન રે
તમે સાચી કહોને વાત પ્રીતમ મારા ક્યાં ગયાં,
મુને એકલી મુકી ઘર માંય જંગલ મધ્યે શીદ રહ્યા;
હું ઝુર્યા કરૂં દીન નીશ પ્રીતમના વિયોગથી,
બળી છાતી થઇ છે રાખ મુખે શું કહું કથી;
તમે સાચી કહોને વાત સીપાઈઓ માહરા,
મુજ પીયુનો પત્તો બતાવ ગાઉં ગુણ તાહરા.

સીપાઈઓ— રાગ સદર.

અમે કહીએ ખરેખરી વાત, સુણો રાજમાત રે,

એક હરણ મળ્યું વન માંહીં, થયો ઉતપાત રે;
રાજા ગયા હરણ શીકાર, ભાળ કાંઈ નવ જડી,
થાકી આવ્યા છે તમ પાસ, જંગલ બધું રવડી;
તમે છોડોની રાણી રૂદન, પ્રભુજી સાહે થશે,
માટે મુકો હવે આક્રંદ, શરીર સુકાઈ જશે;
હવે લઈએ હમે રજાય, દુખીઆં થયાં બહુ,
પ્રભુ કરશે કુશળ કલ્યાણ, હમે જઈએ સહુ.

રાણી— (સીપાઈઓ જાય છે.)

(લેહે લાગી મુને તારી, પાતળીઆ, લેહે લાગી મુને તારી.) એ રાગ.
છોડી ગયા કેમ પ્યારી પ્રીતમજી, છોડી ગયા કેમ પ્યારી. ટેક.
તુજ વિયોગે ઝુરી મરૂં હું, થઈછું ઘણી દુખીઆરી. પ્રીતમજી.
હોતે કંઈ જો સંતાન મુંજને, રહેતે હું દીલ વીચારી. પ્રીતમજી,
દીધો દીલાસો પ્રીતમે મુંજને, અંતે કરી છે લાચારી. પ્રીતમજી.
બાગ બગીચા સુના પડયા સૌ, થઈ પડી હું અકારી. પ્રીતમજી.
પ્રભુ પ્રીતમને જલદી મેળવજે, અરજ સુણી આજ મારી. પ્રીતમજી.

( આ પછી રાજા આવી પડે છે, બન્ને ભેટે છે. રાજા એક ફળ આપી કહે છે કે “ આ ફળ તું ખાજે, જેથી આપણી ઇચ્છા પુર્ણ થશે. ” આ પ્રમાણે કહી, રાજા કચેરીમાં ચાલ્યો જાય છે. )

---

## પ્રવેશ ત્રીજો.

( રાજા, પ્રધાન, કચેરીમાં બેઠા છે, એવામાં દાસી વધાઈ લાવે છે)

દાસી— ( કાયા જુઠીરે, મારે ભજવા ભગવાન એ રાહ. )
થાવો ખુશી રે, અર્જ કરૂં મહારાજા. ટેક.

થયો જન્મ પુત્રનો આજે, તેડાવો જોશી તે કાજે,
રહે અમર આપનું રાજે, થાવો ખુશી રે.
પુરી આશ પ્રભુએ તમારી, સૌ થયું છે જયજયકારી,
લેજો અર્જ આપ સ્વીકારી, થાવો ખુશીરે.

( રાજા દાશીને વીદાય કરે છે અને પ્રધાનને જોશીને તેડવા મોક-લ્યા બાદ ઇશ્વિરસ્તુતી કરે છે. )

( નમુ જગતેશ્વર, પ્રભુ પરમેશ્વર, જગત તણો દાતાર, અરે ઓ જ-
[ ગત તણો દાતાર, ]
જગત તણો દાતાર, કરજો અમપર સુખ સાધાર. એ રાગ

રત્નસીંહ—

હસ્ત જોડી પ્રભુ બુદ્ધી થોડી, હમ સર્વે નાદાન, (૨)
હમ સર્વે નાદાન, કૃપા તું કરજે શ્રી ભગવાન;
કૃપા કરી તેં આજ પ્રભુજી, અવતરીઓ છે પુત્ર, (૨)
અવતરીઓ છે પુત્ર, થયું આ ઘર હમારૂં સુત્ર;
પુત્ર વિના હમે ટળવળતાં બહુ, નિત્ય થતાં ઉદાશ, (૨)
નિત્ય થતાં ઉદાશ, કર્યું તે દુખ સો આજે નાશ;
મહેર કરજો એજ પ્રમાણે, સૌને કરજો સહાય, (૨)
સૌને કરજો સહાય, હસ્ત જોડી હું લાગું પાય.

( પ્રધાન, જોશીને, તેડી આવી પહોંચે છે; પુત્રનો જન્મ કેવાં ચો-ઘડીઆમાં થયો છે તથા એ કેવો નીવડશે, વીગેરે હુકમ થયાથી જોશી કહે છે. )

જોશી— ( રાગ કેરબો. )

કહું છું વાત સાચી રે, લેજો માની ખરી. ટેક
ધન મકર ને કન્યા તોળા, નામ લાલરાજ,
પૃથ્વી ઉપર અમલ ચલાવી, કરશે રૂડાં કાજ. કહું છું

ખંડીઆ બનસે સૌ રાજાઓ, નાહીં તસ્કરની બીક;
ચોર ચાડીઆ સર્વે મરશે, સઘળું ઠીક ઠીક. કહું છું
ઉછરશે એ પુર્ણ પ્રીતમાં, મનમાં રાખી હર્ષ;
વિયોગ થશે એનો પોતાનો, પછી સોળમે વર્ષ. કહું છું
દુખ વિપત્તિ પડશે એને, ભોગવશે સૌ કાય;
સ્ત્રી જોશે એક સતી શીરોમણ, ધાર્યું એનું થાય. કહું છું
રખડો દેશ વીદેશે સઘળા, લગ્ન એનું ત્યાં ફળશે;
પરણ્યા પછી રાજ્યધાનીમાં, આવી આપને મળશે કહું છું
ખોટું કહું તો નામજ મારું, આ દુનીઆપર જાય;
ભુલ ચુક જે થઇ હોય મારી, કરો મને ક્ષમાય. કહું છું

---

## પ્રવેશ ચોથો.

(પંદર વર્ષની ઉમર થયા પછી લાલરાજ ગુણીકાને ત્યાં બેઠો છે અને ગુણીકા તેને બેસાડી ગાયન ગાય છે.)

ગુણીકા— ધનાશ્રીની ગજલ.

આવો મારા લાલ, પ્રાણ પ્યારા, આવો મારા લાલ. ટેક.
જોઇ તમોને આનંદ ઉપજે, ઉપજે અતીશે વ્હાલ. પ્રાણ પ્યારા
આવી મુજને કીધી આભારી, રત્ન સરીખા ગાલ. પ્રાણ પ્યારા
ખુશ ગમત પ્યારા કરશું હમેંશાં, દર્શન દેજો કાલ. પ્રાણ પ્યારા

(લાલરાજ બેઠો છે, એવામાં વજીર આવી પહોંચે છે, જોઇને તરત આવ્યો જાય છે, અને રાજાને ખબર કરે છે.)



---***---

## પ્રવેશ પાંચમો.

( રત્નસીંહ કચેરીમાં બેઠો છે, એવામાં પ્રધાન આવી ખબર કહે છે; રાજા ગુસ્સે થઈ સીપાઈને હુકમ કરે છે કે લાલરાજને કચેરીમાં બોલાવ; સીપાઈ બોલાવી લાવે છે અને રાજા એકદમ ગુસ્સે થઈ કહે છે. )

રત્નસીંહ-- રાગ પીલુ તાલ કેરબો.

(જુઓ જુઓ વિપ્રે બીડી હામ, ધનુષ છટાએ ધર્યું રે. એ રાગ.)

અરે ધીક થયો બદનામ, કેવું તેં કુડું કર્મ કીધું રે;
ધીક પડયું અરે તુજ કામ, કેવું તેં કુડું કર્મ કીધું રે.
તને સુજ પડયું નવ કાંઈ, કેવું તેં કુડું કર્મ કીધું રે;
તેં તો લજવ્યો મુજને આંહી, કેવું તેં કુડું કર્મ કીધું રે.
તું તો થયો વેશ્યાનો યાર, કેવું તેં કુડું કર્મ કીધું રે;
કીધો વીચાર નહીં તેં લગાર, કેવું તેં કુડું કર્મ કીધું રે.
કાળો કીધો કેવો તેં કેર, કેવું તેં કુડું કર્મ કીધું રે;
હવે અજમાવું શું પેર; કેવું તેં કુડું કર્મ કીધું રે.
જોઈ તુજને આવે છે લાજ, કેવું તેં કુડું કર્મ કીધું રે;
કાળું કર તું આહીંથી આજ, કેવું તેં કુડું કર્મ કીધું રે
કેમ મનમાં રાખું હું ધીર, કેવું તેં કુડું કર્મ કીધું રે;
તારૂં દુબળું થયું છે શરીર, કેવું તેં કુડું કર્મ કીધું રે.

( કુંવર મેહેલમાં ચાલ્યો જાય છે. પ્રધાને રાજાને ધીરજ આપી કહ્યું કે " એના લગ્ન કરવાથી એ કુટેવ છોડશે."; આ વિચાર રાજાને પસંદ પડયો અને બીજી સવારે ગોરને તેડાવવાનો વીચાર કરી કચેરી બરખાસ્ત કરે છે. )

---

## પ્રવેશ છઠો.

( પોતાનું લગ્ન નીલકંઠપુરના રાજાની છોકરી જોડે થવાનું છે એવું જ્યારે લાલરાજે સાંભળ્યુ, ત્યારે એકદમ ગુસ્સાના આવેશમાં બોલી ઉઠે છેઃ--

લાલરાજ-- ( જોડી તમે નવ જોઈ માડી. એ રાગ )

કરું શું શોક ઘણો તનમાં,
જાવું અહીંથી નાશી એકલું વીચાર છે મનમાં;
પોતાની શીખ નથી સારી,
જીંદગી જોડવા વીચાર કીધો કોની સાથે મારી;
હવે શું રાખું જીવ ધનમાં,
જાવું અહીંથી નાસી એકલું વીચાર છે મનમાં;
થયાં મા બાપ વેરી જ્યારે,
ફરી જંગલમાં રખડી રઝળી મરવું મારે ત્યારે;
જગતમાં રહ્યાં કોણ મા બાપ,
અંત્ય વખતમાં જાવું એકલું પગર પુન્યને પાપ;
થયું અંધેર ક્ષત્રી જનમાં,
જાવું અહીંથી નાશી એકલું વીચાર છે મનમાં.

( લાલરાજ જતો રહે છે. )

---

## પ્રવેશ સાતમો.

( કુંવરના જવાથી રાજા રતનસીંહ શોક કરે છે. )

રતનસીંહ-- ભેરવીની ગજલ.

( ચંદ્રમુખીને એકલી. ) એ રાહ.

શું જીભથી કાંઈ કથી, આ રાજ સૌ નથી નથી.
પુત્ર બહુ સંભાળતો, સુખમાં ઘણો હું માલતે;
તજી ગયો ખરે મુને, જે પ્રેમથી હું પાળતો.
આ રાજ પાટ મહેલ સૌ, સુનું પડયુંજ છે અરે;
ગયો છે પુત્ર છોડીને, આ દુખ મુજ ઉપરે.
ઉદાસ દીલ થયું ખરૂં, હામ હૈયે શું ધરૂં;
શું મુખ લઈ હવે ફરૂં, આ રાજ તાજ શું કરૂં.
હરદમ મુખેથી ઓચરૂં, પુત્ર પુત્ર માહરા;
નસીબમાં લખ્યું હશે, માત તાત તાહરા.
દયા કરો પ્રભુ તમે, ખબર ખુશીની કહાવીને;
કરો સુખી હાં મુજને, પુત્રનેજ લાવીને.
મુજ પુત્રને સંભાળજો, નામ તુંજ આદરૂં;
આબાદ કર પ્રતાપથી, પ્રભુ વીનંતી હું કરૂં.

( રાજા નીચે પડી જાય છે. )

( રાણી પ્રવેશ કરે છે અને પોતે પણ નીચે પ્રમાણે બોલી ઉઠે છે. )

રાણી -- હોરીના ઢબ.

ગયો ક્યાં પુત્ર વિસારી, છોડી માતને તારી; ગયો ક્યાં.
માત પીતાને છોડી ગયો તું, દુખ પડે છે ભારી,
પુત્ર માહારા સમજ્યો ન કાંઇ, કામ કીધું અવિચારી,
છોડીને માતને તારી. ગયો ક્યાં.
પિતાં તારાએ મહેણું માર્યું, મુજને ઘણીરે ધીક્કારી,
પરણાવી તુજને લ્હાવા ન લીધા, આશા ઘણી મેં ધારી,
છોડી શું માતને તારી. ગયો ક્યાં.
રાજ પાટ આ સુનું પડ્યું સહુ, કીંમત સહુએ હારી,

જ્યારથી મુજને છોડી ગયોતું, લાગ્યો ઘણો ઘા કારી,
છોડીને માતને તારી, ગયો ક્યાં.
સગાં સહોદર સર્વે મળ્યાં ત્યાં, રૂદન રહ્યું છે જારી,
લડાવા ન લીધો માતાએ તારી, પરણ્યો ન એકે નારી,
છોડી શું માતને તારી, ગયો ક્યાં.
પ્રભુ પુત્રાની દાદ સાંભળજે, ગતી અલૌકીક તારી,
પુત્રને જલદી આંહીં મેળવજે, અરજ કરૂં બંધ મારી,
છોડીને માતને તારી, ગયો ક્યાં.

( રાજાને સાવધ કરી કહે છે. )

રાગ લાવણી.

રાણી – ( ખુશ રહો સનમજા મેરા બોધાતા એલી. )

અરે કૃત્ય કરો શું આપ વિચારો પ્યારા,
હશે લખ્યા લેખ ભવિષ્યે તમારા મારા.
દેતાં દપકો વીચાર નહીં કાંઈ કીધો;
પાછળથી પસ્તાઇને સાર શું લીધો.
હવે રાખી ધીર્ય આ મન હીંમત નહીં હરવી,
બધે દેશ દેશાવર શોધ પુત્રની કરવી.
ઉગાર્યો વાંઝીઆ બાર પ્રભુએ જયારે,
લખ્યા લેખ ભવીષ્યે આવી નડયા છે ત્યારે.
જોઇ રૂદનો આપનું છાતી બળેછે મારી,
જયારે ધીર્ય મુકશો આપ હીંમત સૌ હારી.
જે ધાર્યું હશે ભગવાન આવી તે બનશે,
એમાં શોક કરેથી લગાર નહીં કાંઈ વળશે.

---

# अंक २जो



## પ્રવેશ પહેલો.

સ્થળ. ચંદન નગરી.

(લીલા ગવરી. મહાદેવની પુંજા કરે છે.)

લીલાગવરી— (દયાળુ દેવ કૃપાળુ તું. એ રાગ)

ઉમીયા ઇશ અહો જુગદીશ,
જોડી હું હસ્ત નમાવું શીશ.
થયાં છે વર્ષ મુજને બાર,
પ્રભુ દીલમાં દયા તું ધાર.
થયું છે રાખ, બળીને તંન,
આકુળ વ્યાકુળ. થયું છે મંન.
ખીલેલું બદન રસીલી આંખ,
વિના પ્રાણનાથ પડે સૌ ઝાંખ.
ગતી તારી છે અપરંપાર,
ભજું તુજને હું વારંવાર.

(મહાદેવની પુંજા કર્યા બાદ સર્વ સાહેલીઓ સાથ બહાર નીકળી ગરબા ગાય છે.)

સર્વ સાથે— (સારૂં સારૂં રે સુરત શહેર મુંબઇ અલબેલી. એ રાગ.)

આવો આવોને બેની ચાંય ગીતો ગાવાને,
પછી કરીશું તૈયારી ત્યાંય જઈને નહાવાને.

ગીતો ગાઈએ પુરણ પ્રીતે મનમાં રાખી ઉમંગરે,
સદા ચાલો નીતિની રીતે કરી તમે સત સંગ. ગીતોગાવાને
પતિ પુંજવો નીત્ય હમેંશાં કરવી તેની શેવરે,
પ્રભુ સમાન એક તેને લેખી છોડો કુછંદની ટેવ. ગીતો.
સાચો પ્રભુ એક તેને સમજી નવ લોપો આજ્ઞાયરે,
કદી આજ્ઞા લોપો પતિની પડશો નર્કની માંય. ગીતો ગાવાને
હોય કદી અપરાધ પતિનો નવ ગણશો મનમાંયરે,
દુખ વિપતિ પડતી જોઇ કરો જઈને સ્હાય. ગીતો ગાવાને

( સર્વ ચાલ્યા જાય છે. એંજ રાતે લીલાગવરીને સ્વપ્નું થાય છે કે લાલરાજ નામે રાજકુંવરે મહાદેવના દેવળમાં મુકામ કીધો છે અને તારે તેનીજ સાથે લગ્ન કરવાં )



## પ્રવેશ બીજો.

( ચંદનસેનની કચેરી; સર્વ સભા બેઠીછે ત્યાં લાલરાજ આવીપ હોંચે છે, તે કોણ છે અને શા અર્થે આવ્યો છે વીગેરે સવાલ પુ છ્યાથી નીચે પ્રમાણે કહે છે. )

લાલરાજ— રાગ લાવણી.

( કાયા નગરમેં દુકાન સતકા પુન્ય પાપ બેપાર કરે. સુન૦
એ રાહ.

સુણો સભા સૌ રાજ દુવારી ફરતો આવ્યો હું આ ગામ,
દેશ વિદેશે.
ફરી દેશ વિદેશે કીધાં બહુ કામ.

કંચનપુરી રહેઠાણ હમારૂં લાલરાજ છે મારૂં નામ,
વિદેશે રખડવા;
પરદેશ રખડવા કીધી હાંમ.
રત્નસીંહ તો નામ પિતાનું ખુશી રહેતાં સઉ હમો,
પુર્ણ પ્રેમથી
પુર્ણ પ્રેમથી સુણજો તમો.
પડયો કુછંદમાં હું ત્યાં ભાઈ મીત્ર સાથે બહુ કીધી મોજ,
ગાડી ઘોડે;
ગાડી ઘોડે બેશી હરરોજ.
થયા પિતાજી ગુસ્સે ત્યાંહી છોડી ચાલ્યો હું મારૂં ધામ,
દુખી થઈને;
દુખી થઈ આવ્યો આ ઠામ.
નામ બતાવ્યું ભાઈ તમોને છોડી આવ્યો હું મારૂં રાજ,
કરવી ચાકરી;
કરવી ચાકરી મારે આજ.

( તેને રાજકુંવર જાણી સેનાધીપતીની નોકરી આપે છે અને ત્યારબાદ કચેરી બરખાસ્ત થાય છે. )



## પ્રવેશ ત્રીજો.

( મહાદેવના દેવળમાં લાલરાજ સુતો છે તેને જાગૃત કરી તેનો હાથ પકડી લીલાગવરી પુછે છે. )

લીલાગવરી — (ખરસેં માં કોન ખુદા કે [illegible] ગાયા મુજબ. એ. રાગ )

અરે કોણ જાતછો ન્યાત બતાવો મુંને;
લાલરાજ—પકડતાં હસ્ત મારો શર્મ નહીં આવી તુને.
લીલાગવરી—કરો વીચાર પ્યારા છું હમેશની હું દાસી;
લાલરાજ—પડેજો ખબર શેહેરમાં થશે ત્યાં મારી હાંસી.
લીલાગવરી—પત્ની મુંને જાણી સાચી, ઢીલ નહીં આપ કરો;
વરી ચુકી તમોને, પ્રાણ હૈયે હામ ધરો.
જો કહેશો નાથ પ્યારા, દેહ કરૂં ત્યાગ મારે;
કર્યો મેળાપ ઇશ્વરે, પ્રીય આજે તમારો.
( લાલરાજને ગળે બાઝી પડે છે. )
( લાલરાજ તેનો આગ્રહ જોઈ તથા મોહાતુર થવાથી ઉત્તર આપે છે.)

લાલરાજ— રાગ લાવણી

(સત ગુરૂ નીર્મળદાશ જીનોકી અકળ કળાન્યારી. એ ગાહ)
કંચનપુરી રહેઠાણ હમારૂં સુનો પ્રીયા મારી (૨)
રત્નસીંહ તો નામ પોતાનું પ્રીત ખરી તારી.
લાલરાજ છે નામજ મારૂં નવ સુઝયું કાંઈ, (૨)
પડયો વીખુટો મા બાપોથી આવ્યો છું આંહી.
સાચી પ્રીત ને નેકી જોઇ હું હીંમત નહીં હારૂં, (૨)
ખરી પત્ની હું જાણી તુજને કામ કરૂં સારૂં.
( તેને અતિ આગ્રહથી પોતાના બાગમાં મળવાનું કહી લીલાગવરી ચાલી જાય છે. )

---

## પ્રવેશ ચોથો

( રાજા ચંદનસેન, પ્રધાન, લાલરાજ, વીગેરે સર્વ બેઠા છે. એ વામાં લોકો ફરીઆદ લઇ આવે છે. )

સર્વ સાથે— ( શેઠ સગાળશા સાધુને સેવે. એ રાગ )

સુણો હે મહારાજાધીરાજ; આવ્યો છે સીંહ નગ્રમાં આજ. ટેક.
કર્યું નુકશાન કંઇક જનનું પાડે મોટી ચીસ,
જોઇ ઉભેલો માણસ સામો મારે કરીને રીશ. સુણો હે મહારાજા
દેખી વીકાળ સ્વરૂપજ તેનું સુઆં માણસ કાંઇ,
ફરીયાદ કરવા આવ્યા હમે ત્યાં જઇ બચાવો ભાઈ. સુણો હે.

( સર્વ સભા વિસ્મય થાય છે અને જે એ સીંહને મારશે તેને રાજા પોતાની છોકરી પરણાવશે. એવો હુકમ ફેલાય છે; કોઈ હરણ નેમી ત્યારે લાલરાજ ઉભો થઈ કહે છેઃ— )

( જફાવો સીતમ કરો સજાવાર હું. એ રાગ. )

લાલરાજ— દીઓ આજ્ઞા મુજને કરૂં હું એ કામ,
કરી ઠાર તેને બચાવું તમામ.
ખરો ક્ષત્રી પુત્ર પીધું સ્તન દુધ,
નક્કી મારી આતું ગુમાવું ન સુધ.

( લાલરાજ જંગલ સુધી સીંહની પુઠે પડી મારી પાછો આવે છે. સર્વ સભા આશ્ચર્ય પામે છે. રાજા તેને પોતાની છોકરી પરણાવવાનું વચન આપી કચેરી બરખાસ્ત કરે છે. )

---

## પ્રવેશ પાંચમો.

( લીલાગવરી ચંપકબાગમાં આવી લાલરાજની રાહ જોઈ બેઠી છે. )

ણ તેને નહીં જોઈ કહે છે. )

સોરઠની ગઝલ.

લાલાગવરી— ( મદ મત લોચન ડોલનો અલી એ. )

હજુ સુધી નાથ ન આવીઆ હું જોઈ રહી છું વાટડી,
કરો શાંત આવી મુજને શીતળ કરોને હાટડી. ટેક.
પ્રીય જળ વિના જેમ મછલી તેમ તુજ વાણ હું થઈ,
દરશણ દયો ઝટ આવીને શુધ બુધ સૌ ઉડી ગઈ. હજુ.
પરણું એ વિના નવ કોઈને અવર સર્વે બાઈ બાપ છે,
પ્રાણનાથ આવીને મળો હઈડે ઘણો સંતાપ છે. હજુ.
સુની અહીં હું તુજ વીના હજુ ઉર મારે બીક છે,
મા બાપ જો કદી ના કહે તો જીવતર મારૂં ધીક છે. હજુ.
ચંપા ચંપેલી જાઇ જુઈ મોગરો ને માલતી,
શું પુષ્પ ખીલ્યાં છે હીઆં હું રહું નજરે ભાળતી. હજુ.

( લાલરાજ આવી પહોંચે છે, તેને ભેટી પડે છે અને કહે છે. )

લાલરાજ— રાગ ઉપરનો.

સૌ ચીંતા પ્યારી પરહરો હું છું હમેંશા તાહરો,
કુરબાન તુંજપરથી કરૂં પ્રાયા જીવ આજે માહરો. સૌ.
આવ્યા તો સીંહ આ નગ્રમાં પડી છે શ્રમ મુન બહુ,
પીતા તારાએ મોકલ્યો કરી આવ્યો શાંત હું ત્યાં સહુ. સૌ.
હું ધાયો પુંઠે તેહની ગયો અઘોર વનમાં,
કરી ઠાર આવ્યો તેહને વ્યાપ્યું શુર મારા તનમાં. સૌ.
પિતા થયા પ્રસન્ન ત્યાં દીધું વચન મુજને,
જે હોય મરજી તાહરી બક્ષીસ હું તે તુજને. સૌ.
લગ્ન કરવાને આપણાં [illegible] સૌએ ત્યાં કહ્યું,

બંન્ને સાથે—પ્રભુજી કીધી મ્હેર તેં આ દુખ સૌ આજે હર્યું. સૌ.

—*⁂*—

## પ્રવેશ છઠો.

( કચેરી. રાજા ચંદનસેન, પ્રધાન, તથા સર્વ બીરાજ્યા છે અને ચંદનસેન પ્રધાનને કહે છે.

ચંદનસેન— ( કંગનવા મોચ કરસેં સરક ગયોરે. એ રાહ )

પ્યારા મારા પ્રધાન તમે જલદી જાવોરે. ટેક.
મહોલે તમે જાવોરે, પ્યારી પુત્રીને લાવોરે;
કરી આપું લગ્ન હું હાથે, રહે સુખ શાંતિમાં સાથે;
ખુશી થાવું હું જાતે, જોઈ સુખ સંપ રે. પ્યારા.
વૃદ્ધાવસ્થા થઇ છેરે, હોંસ લગ્નની રહી છે રે;
કરી લગ્ન ખુશી થાઉં મનમાં, પછી જવું જરૂરે વનમાં;
સ્મરૂં નામ પ્રભુનું તનમાં, સોંપી રાજ્યધાનીરે. પ્યારા.

( પ્રધાન જઇને લીલાગવરીને તેડી લાવે છે, અને લગ્ન ઘણી ધામધુમથી થાય છે. રાજા ચંદનસેન અને તેની સ્ત્રી લાલચજને રાજ્ય સોંપી તપશ્ચર્યા કરવા વનમાં ચાલ્યા જાય છે. )

---

## પ્રવેશ સાતમો.

( લાલરાજ પોતાના શયનગૃહમાં છે, એવામાં એકાએક દુષ્ટસીંહ આવી શહેર ઘેરી લે છે. તે ખબર થતાં લાલરાજ જવા માં

ડે છે તેને અટકાવી. )

લીલાગવરી—(ગોપીચંદ લડકા જોગી હોજારે તજદે રાજને. એરાગ)
નહીં જાસો પ્રીતમ વિનવું નાથ હો માહરા,

લાલરાજ— પ્રીયા આપો રજાએ લખ્યું ભવિષ્યે તાહરા.

લીલાગવરી—જાઓ કહેતાં જીભજ જાએ ના કહેતાં ક્ષય થાય,
પાપ પેલે ભવ કર્યાં હશે શાં વિયોગ આવ્યો છે હાય. નહીં

લાલરાજ— શોક કરેથી સાર નથી કઈ પ્રીયા નથી અજ્ઞાન;
કરવા ધાર્યું હોયે ઈશે શોક કરે નાદાન. પ્રીયા

લીલાગવરી—નાથ વિનાનાં જોબન સુનાં સુનાં મહેલ અવાસ,
નીચે પૃથ્વી ઉંચે વાદળ જોઈને ઉપજે ત્રાશ. નહીં

લાલરાજ— સુખ પછીથી દુખ સર્જેને લેખ લખ્યા જે ઉર,
જાનકી જે રામની રાણી હરી ગયો અસુર. પ્રીયા

લીલાગવરી—દુષ્ટસીંહે દાટજ વાળ્યો અંગ ઉઠાડી ઝાળ,
હાથે રહીને મોત શું માંગો નથી મુવામાં માલ. નહી

લાલરાજ— ભીમ સરીખા નાશ થયા કંઈ ધરો ધીરજ તુજ મન,
દુશ્મન સર્વે નાશ પમાડું શાને પીડે તુજ તંન. પ્રીયા

લીલાગવરી—ક્ષત્રી તણી હું પુત્રી સ્વામી રાખો મુજને સાથ,
ઠાર કરીશ હું દુષ્ટસીંહને જઈ બતાવીશ હાથ. નહીં

લાલરાજ— સુણી વચન મુજ પ્રીયા તારાં ખુશી ઉપજે દીલ,
લસ્કર સર્વે આવી પહોંચ્યું કેમ કરૂં હું ઢીલ. પ્રીયા

લીલાગવરી—જન્મ આપ્યો મુજ જનેતા નવ દીધું કાંઇ ઝેર,
દુખનો દીવસ આવી પહોંચ્યો વર્ત્યો કાળો કેર. નહીં

લાલરાજ— સમજુ થઇ શીદ શોક કરે તું રહો સુખે આ ઠામ
મારૂં જઈને સત્વર હાથે કરી આવું હું કામ. પ્રીયા

લીલાગવરી—રામચંદ્રજી વંન સંચર્યા સીતા રાખી સાથ,
મુકી મુજને જાશો પ્યારા નવ કરશો એ નાથ. નહી

( એ અરસામાં દુષ્ટસીંહ લશ્કર સહીત મહેલમાં ધશી આ-
વે છે; લાલરાજ અને લીલાગવરી નાશી જાય છે. )

——*⁂*——

# અંક ૩જો



## પ્રવેશ પહેલો.

( લાલરાજ અને લીલાગવરી બંન્ને એક કષ્ટવંન નામના 'જં' ગલમાં આવી પહોંચે છે રસ્તામાં પુત્રનો જન્મ થાય છે, અને તે- નું નામ બાળસીંહ પાડે છે, પોતાની પ્રીયાની રજા લઈ લાલરાજ પોતાનો અમુલ્ય હાર જે રહ્યો હતો તે વેચવા અર્થે નીકળી પડેછે.)

——*——

## પ્રવેશ બીજો.

( સ્થળ પ્રગટપુર. મણીશ્વર શેઠ અને તેના ગુમાસ્તા બેઠા છે લાલરાજ પ્રવેશ કરે છે, હાર બતાવી પોતાની હકીકત એક મુસાફર તરીકે જાહેર કરેછે, શેઠ તે હાર લઈ તેને ચોર ઠરાવી સિપાઈને સ્વાધી

ન કરે છે, લાલરાજ એકલો બંધીખાનાંમાં બોલે છે. )

લાલરાજ— ચોપાઈ (જોગીઓ.)

જોડી હસ્ત નમું ઈશ તુજને, સ્હાય કરજે પ્રભુ તું મુજને;
કરે રાય ને રંક પ્રભુ તું, નમ્ર સ્થીતીમાં આવી પડયો છું;
અતિ ગતિ અલૌકિક તારી, નવ પોંચે મતિ ત્યાં હમારી;
સર્વ જગતના છો પ્રતિપાળ, માર્યો કંશ મામો રે ભુપાળ;
સેવ્યાં મંજારીના બાળ, લેજો પુત્ર તણી રે સંભાળ;
સદા ભક્તોને આશ્રય આપો, સંકટ સર્વે પ્રભુજી કાપો;

( કોઈપણ સીપાઈ દેખાતો નથી, તેથી લાલરાજ ચાલ્યો જાય છે રસ્તો ભુલી એક સર્પવન નામના જંગલમા નીકળી જાય છે અને પોતાની પત્ની તથા બાળકની શોધ કરે છે પણ કોઈ માલમ પડતું નથી, શોકના આવેશમાં બોલી ઉઠે છે:—

( સહિયર દુખ શું દાખવું. એ રાહ )

લાલરાજ—

ક્યાંહાં હશે પ્રાણપ્યારી તું, હું તો ભર જંગલ માંય;
તુંજને મુકીને હું આવીયો, છોડી એકલી કયાંય. કાંહાં.
બાળક નાનો તુજ પાસ છે, તેના શું થશે હાલ;
ભુખ તરસ કેમ વેહસે, મળી કાંઇએ ન ભાળ. ક્યાંહાં
ભર જંગલમાં તું એકલી, નથી કોઈ બીજું સાથ;
ધીરજ રહેશે કેમ તુંજને, દોરી ઇશ્વરને હાથ. ક્યાંહાં.
વિયોગ થકી હું બળી મરૂં, આવી મળજે તતકાળ,
જો ન મળીશ તું મુજને, તો આણીશ મારો કાળ. ક્યાંહાં.
માત પિતાને મુકીને, હું તો નીકળ્યો છું બહાર;
રાજ પાટ સુખ છોડીને, દુખ પામ્યો છું અપાર. ક્યાંહાં.

માત પિતા મારાં વૃદ્ધ છે, પ્રભુ લે જે સંભાળ,
અરજ સુણી તુજ દાશની, સાય થાજે તતકાળ. ક્યાંહાં.



## પ્રવેશ ત્રીજો.

( લાલરાજને ગયાને સાત દીવસ થયા પરંતુ હજુ સુધી તે નહીં આવ્યો તેથી લીલાગરી રૂદન કરે છે. )

લીલાગવરી— રાગ ગરબી.

( ગીરધારીરે વાત કહું તે વિચારો. )

ગયા પ્રીતમરે દેહ પ્રભુ શું દીધી, પ્રીય દાદ નહીં તેં લીધી. ટેક
જંગલમાંરે નાથ ગયા ક્યાં છોડી, પ્રીત પ્રાણ લઈ શું તોડી.

ઝુલ.

થયા સાત દીવસ પ્રીય આજેરે, ગયા હાર તણું ત્યાં કાજેરે;
રહું ક્યાંહી જનુની લાજેરે, પ્રાણનાથજરે પ્રાણ ગયા શું વીંધી.
[પ્રીય.]

પ્રીત પાસજરે પ્રેમ લઈ ક્યાં વિસારી, દીલ દાઝ નહીં કાંઈ ધારી;
દુઃખ નાથજરે હોય સરજ્યું મુજ ભારી, અર્જ કરે છે દાશી તમારી.

ઝુલ.

અહો ભક્તવત્સલ ભગવાનરે, નવ દુર કરું તુજ ધ્યાનરે;
કરી મહેર બચો મુજ પ્રાણરે, પરમેશ્વરરે દીલ દયા નવ કીધી.
[પ્રીય.]

( આ પ્રમાણે બોલી પુત્રને મુકી થોડેક દુર જાય છે અને એ કદમ મુકી આવ્યાથી પડી જાય છે; એટલામાં દાનપુરીનો રાજા

પ્રબળસીંહ ત્યાં આવે છે અને પુત્રને એકલો સુવાડેલો જોઈ તેને હાથમાં લઈ નીચે પ્રમાણે બોલે છે. )

પ્રબળસીંહ— રાગ માઢ.

અહો જગત પાળક તાતરે પ્રભુ છેતું દીન દયાળ. ટેક.
નીકળ્યો છું હું શીકાર અર્થે આવ્યો જંગલ માંય,
જોઈ થયો હું વિસ્મય પ્રાણી દેખી બાળક ત્યાંયરે. હો જગત.
નામ પ્રભુ ત્રીભોવન તારૂં ધન્ય તમારાં કામ,
ન હતું સંતાન મુજને કાંઈ જોઈ પામ્યો હું હાંમ. હો જગત.
જોઈ થયો હું ખુશી દીલમાં જવું જરૂરે શહેર,
પામર પ્રાણી ગતિ શું મારી વર્ણવતાં તુજ મહેર. હો જગત.

( આ પ્રમાણે કહી બાળકને લઈ ચાલ્યો જાય છે. )

( આ પછી લીલાગવરી સાવધ થાય છે અને પુત્રને ન જોવાથી રૂદન કરે છે. )

લીલાગવરી— (જનુની જીવોરે ગોપીચંદની. એ રાહ.)

અપરાધ શું પડયો માહરો, પ્રીય શીર છત્ર નાથજી;
સુખ સ્વપ્ને નવ સાંપડયું, ગૃહો આવીને હાથજી. દેહ પી [ડાયે વિયોગથી]
શોક કરૂં ક્યાં હું બાળની, નથી કોઈને આધારજી;
પાપ પેલે ભવ શું કર્યા, મળશે ક્યાં દીલદારજી. દેહ.
આરે જંગલમાં હું એકલી, નથી કોઇ બીજું સાથજી;
પ્રિતમ પ્રાણ આવી મળો, વિત્યું શું હશે જાતજી. દેહ.
સુખ સઉ ગણતાં હશે, માત જાત ને તાતજી,
કેમ ખબર તમને પડે, મરશે પુત્રી અઘાતજી. દેહ.
ગાડી ઘોડા સઉ દુર થયાં, આપણુ બેસતાં પાસજી;

સુખ સર્વે તે ક્યાં ગયું, નથી દેહની આશજી. દેહ.
ઊંઘ આવે નહીં મુજને, નત્ર ભાવે ભોજનજી,
વિયોગ થકી હું બળી મરું, રહેઘંચ ન મંનજી. દેહ.
પુત્ર માહરો છે લાડકો, પ્રભુ લેજે સંભાળજી.
દ્રષ્ટિ કરું નહીં કો સમે, આશ્રય તારે છે બાળજી. દેહ.

નિર્ધનજપુરી જે ત્યાંથી વધારે દુર નહીં હતી ત્યાંનો રાજા નિર્બળસીંહ ત્યાં આવી ચડે છે અને એકલી જોઈ સર્વ બીના પુછે છે, બાદ તેને સાથે લઈ જવાને ઘણી સમજાવે છે પણ ન માનવાથી બળાત્કારે લઈ જાય છે. )

---

## પ્રવેશ ચોથો

( લીલાગવરી એકલી નિર્બળસીંહના મહેલમાં બેઠી છે અને નીચે પ્રમાણે બોલે છે. )

ઠુમરી.

( તુંજ બીન મોરી કોણ ખબર લે. એ રાગ. )

લીલાગવરી—

દીન દયાળુ જગત કૃપાળુ દાશીની વહારે ધાવોરે; ટેક.
અહીંઆં આજે નથી કોઈ મારું આ દુખમાંથી છોડાવોરે. દીન
દુષ્ટ આ મુજપુર સેતમ ગુજારે સાય પ્રભુજી થાવોરે દીન
પ્રાણનાથથી પડી હું વાખુટી નથી લીધો કંઈ લ્હાવોરે. દીન
પુત્ર મહારો ગયો પરહાથે મહેર કરી મેળાવે રે. દીન
બોર ખાધાં એઠાં સબરીનાં સુખન્વાને ઉગારોરે. દીન
પ્રલ્હાદનું રક્ષણ કરવાને નરસિંહ રૂપે પધારોરે. દીન

( આશપાસ નજર કરતાં મરદનો પોશાક પડેલો દીઠામાં આવે છે. તે લઈ વેશ બદલી ચાલી જાય છે. )

## પ્રવેશ પાંચમો.

સ્થળ આનંદપુર. એ ગામનો રાજા મરણ પામ્યો હતો અને તેને કોઈ વારસ ન હોવાથી એવો નિર્ણય થયો હતો કે ઉઘડતી ભાગોળે જે માણસ આવે તેને રાજા બનાવવો લાલરાજ ફરતો ફર તો ત્યાં આવી ચઢે છે અને સીપાઈઓ તેને કચેરીમાં લઈ જાય છે અને તેને રાજ્યાશન સોંપે છે. લાલરાજ કચેરીમાં બેઠો છે અને લી લાગવરી પુરૂષના પોશાકમાં પ્રવેશ કરે છે, અને નોકરીની ઈચ્છા જણાવી કહે છે. )

રાગ કહારવો.

કામકુંવર—(છોડી બામનકી, અંગીઆંકુ અતર લગા કે ચલી.)એ રાહ

સુણો મહારાજ તાજ, જોઇને ધામ હું આવ્યો છું આજ. ટેક.
કામકુંવર છે નામજ મારૂં, આવ્યો છું આ ઠામ;
સદા સુખી રહો આબાદીમાં, કરો ગરીબના કામ. સુણો.
માત પિતા સહુ દુર થયાં, મુને મુકી એકલો ધામ;
કરૂં વિનંતી પ્રભુ પાસ હું, રખો સલામત નામ. સુણો.

( લાલરાજ તેને પોતાનો ખાસ હજુરી બનાવે છે.)

## પ્રવેશ છઠો.

( લાલરાજ પોતાના મહેલમાં બેઠો છે અને કામકુંવર વિષે

મનનાં જુદા પ્રકારના તુરંગ ઉત્પન્ન થાય છે અને કહે છે, " અરે ઇશ્વર: મારી પત્ની જેને હું જંગલમા છોડી આવ્યો હતો તેનુ પ ણ એવુંજ સ્વરૂપ હતું; અહાહા !! લીલાગવરી મને ક્યારે મળશે? આ સાંભળતાં કામકુંવર જે પુરૂષના લેબાસમાં બહાર ઉભો રહી સાંભળતો હતો તે પાછો સ્ત્રીનો પોશાક ધારણ કરી બહાર નીકળી તેને ભેટી પડે છે. ત્યારબાદ લાલરાજ પોતાના મા બાપને મળવાની ઇચ્છા જણાવે છે; બને પ્રધાનને બોલાવી રાજ્યની હકીકત પુછ્યાથી પ્રધા ન જવાબ આપે છે. )

પ્રધાન— દોહરો.

ભરે ખંડણી સર્વ ત્યાં છે ખંડીઆ છે સૌ ગામ,
દાનપુરી નથી આપતુ કરે શ્રેષ્ટ તે નામ.
જઇ કરો વશ તેહને નમતો નથી લગાર,
સર્વ દેશ છે ખંડીઆ આપ તણો આભાર.

( લાલરાજ તેને લશ્કર ભેગું કરવાનું કહે છે અને દાનપુરીના રાજાને હરાવી કંચનપુરી જવાનો વીચાર લીલાગવરીને દર્શાવે છે કેમકે દાનપુરી રસ્તે જતાંજ આવે છે )



## પ્રવેશ સાતમો.

(સ્થળ દાનપુરી. લાલરાજ પોતાની પ્રીયા તથા લશ્કર લઇ દાનપુરી પહોંચે છે અને ત્યાંનો રાજા બાળસીંહ સામો લડવા આ વે છે જુદ્ધ થાય છે તેમાં બાળસીંહ પકડાય છે અને લાલરાજ તે ને મારવા કરે છે એવામાં આકાશવાણી થાય છે કે- " એ પ્રાત ઘા

રૂજ છે એને માગીશ નહીં" તરતજ તેને ભેટી પડે છે અને તેને સાથે લઇ કંચનપુરી જાય છે. )

—*⁂*—

## પ્રવેશ આઠમો.

( કંચનપુરીપર દુષ્ટસીંહે ચઢાઇ કરી લાલરાજના મા બાપને કેદ કીધાં છે; લાલરાજ આવે છે, અને યુધ્ધમાં દુષ્ટસીંહ મરણ પામે છે; પોતાના મા બાપને ભેટી દરેક જણ હકીકત જાહેર કરેછે)

લાલરાજ— રાગ ગજલ.

( ઝબાની હાલ યું કહેના કે જા કે નામ બર પૈ લે. એ રાગ)
સુણો પિતા પ્રીત્ર મારાં, કહેતાં દુખ વહે ધારા. ટેક.
ગયો તમારી પાસથી, કરી કષ્ટ નીરાશ;
જઇ શેઠના ગામમાં, પુરી પ્રભુએ આશ, સુણો.
ધન્ય ભાગ્ય તે શેઠનુ, તેડયો મુજને પાસ;
ઘેર લઇ પોતા તણે, કર્યો જઇ ત્યાં વાસ. સુણો.
દીધું સ્વપ્નું ઇશ્વરે, આવ્યાં લક્ષ્મી માત,
ગરીબ બીચારો શેઠીઓ, થઇ ગયો રળીઆત. સુણો.
ખોદ્યું ધન સર્વે તીહાં, દીઠા દેવી પાંચ;
છુટી જોઇ નહીં આંખથી, પડી મોટી ત્યાં ખાંચ..સુણો.
લાગ્યું ખઇ મુજ ભુતનું, અથ છતીથી છેક;
થાયો સમાગમ હુમ તણો, દેવી રહી ત્યાં એક સુણો.
મુંઝાવા તે સંચર્યો, આવ્યો પ્રીયાને ગામ;
કરવા ચાહ્યું ઇશ્વરે, ઉપન્યું ત્યાં એક કામ. સુણો.

પ્રિયા તહીં જ્યારે પડી, મુખથી બોલી બોલ;
"વરી ચુકી હું આપને," કીધો તેનો તોલ. સુણો.
દઈ વચન હું સંચર્યો, આવ્યો શેઠને ત્યાંય;
પુત્ર પામ્યો તે માતથી, રહયો સુખે પુરમાંય. સુણો.
લઈ રજા હું નીકળ્યો, ચંદન નગરી ધામ;
સેન્યાપતિ* બન્યો ત્યાંહાં, પાડી સીંહને ઠામ. સુણો.
પિતા થયા પ્રસંન ત્યાં, રાખ્યો કરીને તંન.
પરણાવી નીજ પુત્રીને, પોતે પધાર્યા વંન. સુણો.
સુખ ભોગવ્યું વર્ષ એક, રહ્યા ચીતથી જ્યાંય;
દુષ્ટસીંહે આવી કરી, ઘેર્યું ચંદન ત્યાંય. સુણો.
આવી ધુસ્યો મુજ મહેલમાં, સુતો જ્યાં નીરવાણ;
"પકડો" ગુમો સાંભળી, જાગી થયો બેભાન; સુણો.
નાઠાં ત્યાંથી નીકળી, આવ્યાં જંગલ વંન;
ઇશ કૃપાથી ત્યાં થયાં પુત્ર તણા દર્શન. સુણો.
મુકી પત્નીને ત્યાંયથી, ગયો વેચવા હાર;
ચોર ઠર્યો હું તે સમે, બંધીખાને નીરધાર. સુણો.
સટક્યો હું તો બહારથી, આનંદપુર છે ગામ;
ઇશ કૃપા કળશો નહીં, બન્યો રાય તે ઠામ. સુણો.
મુજ પત્ની આવી ચઢી, મર્દ તણો લેબાસ;
કામકુંવર નીજ નામ છે, જોઇ પામી એ આશ. સુણો.
પત્ની મુજ સંભારતાં, મન પામ્યો ઉલાશ;
પ્રત્યક્ષ દીઠી કામની, ચેત્યો ત્યાં દીન દાશ. સુણો.
કરી ચઢાઈ પુત્રપર, પ્રભુ તણી એંધાણ;
"પુત્ર તાહરો એજ છે," લડશો નહીં નીરવાણ. સુણો.
હાર કર્યો ત્યાં દુષ્ટને, કરી પ્રભુએ મહેર;
રહીશું સુખ શાંતી મહી, થઈ છે લીલા લહેર. સુણો.

( લીલાગવરી પોતાનો હેવાલ જાહેર કરે છે. )

બીલાગવરી—(સુણતા નહીં ધુનકી ખબર અનહદ બાજા બાજતાં.
[એ ચાલ]

વૃતાંત કહું હું મુજતણું, પીતા માત લેજો ધ્યાનરે; ટેક.
પડી વીખુટી પ્યારથી, છોડી ગયા દીલદાર ત્યાં;
જોઈ વાટ રહી હું વંનમાં, લખીત ગયો પુત્ર હાથમાં. વૃતાંત.
સાવધ થઈ હું જોઉં છું, નવ દીઠો પુત્ર સાથમાં;
પ્રભુતણી કરૂણા થકી, પ્રબળસીંહના હાથમાં. વૃતાંત.
આવ્યો નિર્લજપુરનો, નિર્બળસીંહ તે ઠામમાં;
જુલમ પ્રસારી લઇ ગયો, ધર્માંધ પોંચ્યો ગામમાં. વૃતાંત
નાઠી ત્યાંથી નીસરી, આવી પોંચી આનંદપુરમાં;
મળતાં દીઠા મુજ પ્રાણને, પ્રેમાળ ભેટયા રંગમાં. વૃતાંત.
શર્ણું તમારે હું પડી, મુજ તાત માતા આપ છો;
મેળાપ કીધો ઇશ્વરે, ઇશ નામ મુખે ભાખશો. વૃતાંત.

( બાળસીંહ પોતાની હકીકત વીતીત કરે છે. )

બાળસીંહ— ભુજંગી છંદ.

મુજ માતના હાથથી લઈ જઇને,
ઉછેર્યો મને દાનપુરી રહીને;
થયો સમજણો જ્યારરે હુંજ ત્યાંહીં,
ગ્રહી રાજ્યની દોરી મેં હાથ માંહી.
પિતા મારા આવીઆ હસ્ત કરવા,
પ્રભુએ બચાવ્યો મુને દુખ હરવા;
હવે રાખશો ભય નહીં કાંઇ મનમાં,
રહો ત્યાં રહી ઇશ્ટનું નામ તનમાં.

સમાપ્ત.

સરે પાત્રો— રાગ કલ્યાણ.

પ્રેમ સભા જનો, રજા લઈએ હમો;
ભુલ ચુક પ્રીતથી સ્વીકારશો તમો. પ્રેમ.
પુર્ણ પ્રેમથી ખેલજ ભજવ્યો, સત્ય ધરીને ચીત;
જોઇ આપને ખુશી દીલમાં, રીજી પુરી પ્રીત. પ્રેમ.
ખરા દીલથી આપ પધાર્યા, ધર્યા વિનતી ધ્યાન;
કરો મહેર હંમેશા અમ, પધારો નીજ ધામ. પ્રેમ.
ગૃહસ્થાશ્રમનું સુખ સહુને, નવ ધરશો કંઈ તાપ;
પ્રાશ્ચિત મોટું અમા જાણો, સંતોષો મા બાપ. પ્રેમ.
કરો સવાયાં કામ, મેળવો, સર્વ જગ્યાએ જીત;
નામ ઈશનું રાખો દીલમાં, જાળવજો નીજ રીત. પ્રેમ.

## હરીગીત છંદ.

માર્ગ તણા ભવ સર્વને, ગમભીરતાથી ચાલવું,
નક્કી ન કરશો એ, કદાએ, લાભની સૌ પાળવું.
લક્ષ લ્યાનત તજી દઇને, ગેર રીતો મુકશે,
લાનત નહીં જો છોડશે તો, ભાવ નહીં કોઇ પુછશે.
ઈષ્ટનુ જે સ્મરણ કરશે, પાર જે કોઇ પામશે,
રે'શે સદા સુખ મપથી, ખચીત સ્વર્ગ તે આલશે.
નફટ કરી નહીં નોકરી, વસવું સદા નિજ ગામમાં,
સારા તણી સોબત થકી, રીતભાત સમજો કામમાં.

———✱———

# જાહેર ખબર.



ભાવરાજ અને બીબાગવરીની વાતો તથા કર્નેડાંની વિપત્તી નામનો એક ચમત્કારિક ફારસ હવે પછી છપાઈ બહાર પડશે.

જે નાટક કંપનીના મેનેજરે આ નાટક ભજવવાનો હક રાખવો હોય, તો તેણે હમને રૂબરૂ મળવું.

સામટી પ્રત રાખનારને કમીશન વિગેરેનો બંદોબસ્ત કરી આપવામાં આવશે પત્ર વહેવાર નીચેને શીરનામે રાખવો અથવા અને મળવું

નવસારી દેસાઈવાડ } મગનલાલ બેચરભાઈ પારેખ.
તા૦ ૧૬-૧-૯૦